શ્રી

શ્રીયુત શેઠ માણેકલાલ જેઠાભાઇના

સુપુત્રી બ્હેન પ્રભાવતીના શુભ લગ્ન પ્રસંગે

# સુગુણ લગ્ન ગીતાવળી


યોજક.

માસ્તર. પ્રાણસુખ માનચંદ

સંગીત શિક્ષક. અમદાવાદ.



સંવત ૧૯૮૦ મહા સુદી ૧૦ વાર શુક્રવાર

તા. ૧૫-૨-૧૯૨૪.

અમુલ્ય.

# લગ્નમંડપ સમારંભ.

(રૂક્ષમણી મહીયરીએ જઇ આવ્યાં રે) એ રાગ

સજની, મ્હારે ઉજળો અવસર ઘેર આવ્યો રે
સજની, તેને વ્હાલ ધરીને વધાવો રે— ૧
સજની, સર્વે વ્હાલાં સગાંને બોલાવો રે
સજની, હોય રીસાએલાં તે મનાવો રે— ૨
સજની, સારી કંકોતરીઓ લખાવો રે
સજની, સ્નેહી સમધીઓને તેડાવોરે— ૩
સજની, વાજાં વિવિધજાતી વગડાવો રે,
સજની, મીઠાં મંગળગીત ગવરાવો રે— ૪
સજની, રૂડા આંગણે ચોક પુરાવો રે
સજની, તેમાં કુંમકુંમ રંગ ભરાવો રે— ૫
સજની, મોટી મંડપ રચના રચાવો રે,
સજની, સાથે બેસવા ગલીચા બીછાવો રે— ૬
સજની, ઉચા ચંદરૂઆ બંધાવોરે
સજની, તેમાં ચીત્રાંમણ ચીતરાવો રે— ૭
સજની, સાચાં તોરણીયાં ગુંથાવો રે
સજની, તેને બારણીએ લટકાવો રે— ૮

સજની, મોટા માનથી નોતરાં દેવાડોરે,
સજની, નિત ભાવતાં ભોજન જમાડો રે— ૯
સજની, એણી રીતે લગન દીપાવો રે,
સજની, પ્રીતે "**પ્રાણ**" કહે લ્યો લ્હાવો રે— ૧૦

## સ્વાગત.

( આવો આવોને નંદલાલ રમવા ) એ રાગ

આવો આવોને સહીયર આજ, આનંદે આવોને રે—
સાથે લઇને સાહેલી સમાજ— આનંદે૦
લગ્ન મંડપ જોવા કાજ— આનંદે૦
ગીત ગાવાને મધુરે અવાજ— આનંદે૦
**રાજનગર** મોટું શહેર કહેવાય, ધનપતિઓનું ધામ ગણાય,
જેથી સુંદર શોભે સદાય— આનંદે૦ ૧
જૈનપુરી જૈનોમાં મનાય, જનમ્યા જીહાં નામધારી ઘણાય,
જેના દાખલા જગમાં દેવાય— આનંદે૦ ૨
વિધ વિધ કામ વણીકોની ભારી, એમાં શ્રી ઓસવાળ અધ્યક્ષધારી,
મહા બુધીવંત વ્યાપારી— આનંદે૦ ૩

સ્થાન **ઝવેરીવાડ**ની માંહી, ખાનદાન ઘણા વસતા જાંહી
થયા ભાગ્યવંત નર ત્યાંહી– આનંદે૦ ૪

**શા. જેઠાભાઇ ગુલાબચંદ** કેરા, **શ્રીયુત માણેકલાલ** નબીરા,
કુળમાંહી ઝળકતા હીરા– આનંદે૦ ૫

તેહના ધર્મપત્નિ કુળ જાઇ, સુગુણ સોભાગી "**સુભદ્રાબાઈ**"
જસ પુત્રી "**પ્રભાવતી** ડાહી– આનંદે૦ ૬

બ્હેન **પ્રભાવતી** છે પુન્યવંતાં, ભાઈ "**રસિક**" સરીખાં માનીનાં
એવા મનના મોટાં માતપીતા– આનંદે૦ ૭

સાહીત્ય સંગીત વિદ્યા શીખાવી, કુળમરજાદ વેવાર બતાવી
પુત્રી વિનઇ વિવેકી બનાવી– આનંદે૦ ૮

શુભ અવસર શુભ દીન વીચારી, શુભ ફળદાયક સહુ શુભકારી,
કીધી લગ્નની સઘળી તૈયારી– આનંદે૦ ૯

રચના કરી મહા મંડપ રૂડી, જોતાં ન લાગે કાંઇ અધુરી,
જાણે શોભે છે સ્વર્ગપુરી– આનંદે૦ ૧૦

ઝગ મગ તોરણ ઝુમખાં ઝમકે, ચકમક ચંદરૂઆ સહુ ચમકે
દીપમાળી સમા દીપ દમકે– આનંદે૦ ૧૧

માત પીતા ધન ખરચી પ્રીતે, પુત્રીતણું સુખ ચાહીને ચિતે,
ઉજવે અવસર એણી રીતે– આનંદ૦ ૧૨
ધનધન માનો તેહ કમાઇ, ખરચાએ શુભ સમયે સદાઇ
આવ્યો લ્હાવો લેવાય વધાઇ– આનંદ૦ ૧૩
ગુણીયલ બ્હેન "**પ્રભાવતી**" સ્યાણી, પરણી સદાય રહે સુખમાણી,
એ છે "**પ્રાણ**" ની આશીષવાણી– આનંદ૦ ૧૪



# મનુષ્ય ગુણ દર્પણ.

( અચકો મચકો કારેલી ) એ રાગ

જે મંગળ ઉત્સવ ચાહે બ્હેન, તે ઘર મંગળ થાએ છે
જ્યાં ઉત્તમ ગીત ગવાએ બ્હેન, તે ઘર મંગળ થાએ છે.૧
જે સાર સંસારનો જાણે બ્હેન, તે ઘર મંગળ થાએ છે.
વરતે નિત તેહ પ્રમાણે બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૨
જે મન રાખે છે મ્હોટું બ્હેન, તે ઘર મંગળ થાએ છે
કોઇ વાતે ગમે નહી ખોટું બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૩
જેની આંખમાં અમ્રત ભરીયું બ્હેન, તે ઘર મંગળ થાએ છે

જેણે ચાહતમાં ચિત ધરીયું બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૪
જેણે કૃપણપણું નહી કરીયું બ્હેન, તે ઘર મંગલ થાએ છે
નિત વિવેકથકી વાવરીયું બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૫
જે આદર કરે સજ્જનનો બ્હેન, તે ઘર મંગળ થાએ છે
કદી ગર્વ ધરે નહિ ધનનો બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૬
જે સુખ માણે સહુ રીતે બ્હેન, તે ઘર મંગળ થાએ છે
ચાહે દીનજનને પ્રીતે બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૭
જે સાચા છે નરરત્નો બ્હેન, તે ઘર મંગળ થાએ છે
યશ પામે વિણ પ્રયત્નો બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૮
જેણે ટાંણું ઓળખી જાણ્યું બ્હેન, તે ઘર મગળ થાએ છે
કહે "પ્રાણ" હું તેને વખાંણું બ્હેન, તે ઘર મંગળ થાએ છે–૯



## પવિત્ર પતિભક્તિ—

( આણી તીરે ગંગારે, આણી તીરે જમનારે ) એ રાગ

સુખનો સંગાતીરે, ઉત્તમ જાતીરે, પતિને પ્રભુસમ જાણીએ–
ગુણથી રૂપાળોરે, મન મરમાળોરે, પતિને બ્હેની ન વિસારીએ–
રત્નથી મોંઘોરે, અવનીમાં શોધોરે, પ્રેમી ન અન્ય પ્રમાણીએ–

શીરમણી સાચોરે, વલ્લભ રાચોરે, અંતરમાં નિત્ય ઉતારીએ-
હૃદયનો સ્વામીરે, અંતરજામીરે, પતિવ્રત પ્રેમથી પાળીએ-
કુળતણો દીવોરે, પતિ ઘણું જીવોરે, મંગળ આશીષ આપીએ-
સૌભાગ્ય સાચુંરે, પતિદેવ યાચુંરે, સેવા સદાએ સ્વીકારીએ-
સંસાર સાથીરે, બેલડી બાંધીરે, ઉત્તમ કુળ અજવાળીએરે-

## સાચો પ્રેમ—

ઓધવજી સંદેશો કહેજો શ્યામનેરે ) એ રાગ

જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબળા સેજે સબળ થશે સંસારજો,
મંતર જંતર તંતર જુઠાં ભામણા,
જીભે મીઠાં મન મીઠાં સુખ સારજો-
જાપ અજપ પ્રીતી નામ જપો મનથી તમે,
વ્રતપતિ સેવા તન મનથી સચવાયજો,
દીક્ષા લ્યો રતીપતીની સાચી નીર્મળી,
માગો વર નિત સુખમાં ભેદ ન થાય જો-
પ્રેમ તણો રસ ઝીલ્યો સીતા રામશું

એ રસ પીધો ગોપી શ્યામ શરીરજો,
સાવીત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રોપદી તારા મંદોદરી સતી શીરજો–
દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાયજો.
રૂપ રંગ રસ સાંધ્યા ઉખડે સ્હેજમાં,
અંગ પડે પણ પ્રેમ નહીં પલટાયજો–
પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દ્રઢ ભક્તિ ભજે ગુણવાનજો
મુરખ પ્રેમમણીનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાનજો–
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જળજનનો તે શો ભારજો
વિષ અમૃત ઝટ અગ્ની શીતળ ઉકળે,
એવાને મુજ વંદન વારંવારજો–



# ગૃહીણી કુશળતા—

( મોહી રહ્યા છુ મંદહાસ્યમાં ) એ રાગ

પતિને આનંદ અતી આપતી, સદાએ સતી–પતિને૦
ઘરની સ્થિતી નીરખીને વિવેકથી નીભાવતી,
દુઃખડું દેખી દીલ નથી ડગાવતી—સદાય સતી૦
સરસ રાંધી રસવતી સતી પતિ જમાડતી,
મંદ મંદ હસીને હસાવતી—સદાય સતી૦
આકરો સ્વભાવ સાસુ નણંદનો સંભાળતી,
કામથી કદી નથી કંટાળતી—સદાય સતી૦
કુથલી કરી નકામો વખત નથી કાડતી,
ક્રોધથી બોલી નથી બગાડતી—સદાય સતી૦
માનવીના માનવીને માનથી બોલાવતી,
સુજસ નાત જાતમાં જમાવતી—સદાય સતી૦
ઉત્તમ આભરણ સદા ચરણથી શોભાવતી,
મધુર વચન મોતીડે વધાવતી—સદાય સતી૦
**શીવસુત "કેશવ"** ની શીખ સદા સ્વીકારતી,
જગતમાંહી કીરતી જમાવતી—સદાય સતી૦



# મોટા મનની મહત્વતા—

( પ્રભુ ભજન વીના દુઃખ દરીયા સંસારનો ) એ રાગ

સુણ સાહેલી મન જેના મોટાં તે મોટાં જાણવાં—
સુણ બેનલડી, નેક જનોને નીરખી તુરત પીછાનવા—
કુળકે ધનનું અભિમાન નથી, મનમાં કદી કુડ વસે ન રતી—
દુઃખીઆ જનની દીલ દાઝ અતી—સુણ સાહેલી૦
ખુશ રહે દીનનાં દુઃખડાં દળીને,
સહુ સજ્જન સાથ હળીમળીને
વદશે શુભ વેણ લળીલળીને—સુણ સાહેલી૦
પરમાર્થ વિષે મથતોજ રહે,દીલ દુશ્મનનું પણ હીત ચહે,
મુખ શાન્તીતણું શુભ તેજ વહે—સુણ સાહેલી૦
કટુ વેણ કદી જન કો ઉચરે, કુળવાન વડો મનમાં ન ધરે
ધરી ધીરજ ને સહુ બોધ કરે—સુણ સાહેલી૦
બહુ માન મળે નવ ગર્વ ધરે, અપમાન થકી નવ શોચ કરે,
નીજ ધર્મ ધરી સુખમાં વીચરે—સુણ સાહેલી૦
કદી આપ વડાઇ ઉર ન વસે, નવ લોભથકી લલચાય કશે.
નિજ ધર્મ થકી એ નાંહી ખસે—સુણ સાહેલી૦



## વ્યવહારીક સ્ત્રીધર્મ.

( પુનમ ચાંદની ખીલી પુરી ) એ રાગ.

સખીયો નિજ નિજ નીતી ધરમ સદા સંભાળીએરે-
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરીધાન,
સાસુ સસરા માત પીતાની સેવા સાચવેરે-
ભાવસહીત ભકિતથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે-
( સાખી ) નજરે નજર ન જોડીએ, નાથવિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાળી હાથો હાથ,
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવુંરે,
પતિવિણ પતિના પણ સહમિત્રોની સંગાથ- એવા ઉત્તમ.
( સાખી ) નાથવિના કરવી નહી, વિનોદરસની વાત,
વિશ્વવિરૂદ્ધ ન વર્તવું, ભલે ભ્રાતકે તાત,
સજની ભૃષ્ટ થવું નહી સુધરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત- એવા ઉત્તમ.
( સાખી ) કુષ્ટી કદ્રુપ કુબડો, નિર્ધન નીર બળકાય
સતીહીણ પતિત પતિ મળે તે સતીને સુરરાય,

જોડી પગ અંગુઠે દ્રષ્ટી આધું ઓઢીએરે
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય– એવા ઉત્તમ.
( સાખી ) ઉચ્ચેસ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલીનબ્હેન કરવો નહી, વડીલથી વિવાદ,
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે
શીવસુત “ **કેશવ** ” ની શીખામણ અંતર યાદ– એવા ઉત્તમ.

---

## ભ્રાતૃભાવ—

**( વ્હાલા બીરાજો મારા પ્રાણમાંરે લોલ ) એ રાગ.**

ખમ્મા વીરાને જાઉ વારણેરે લોલ
મોંઘો મુલો છે મ્હારો વીરજો– ખમ્મા વીરા– ૧
એક તો સુહાગી ગગન ચાંદલોરે લોલ,
બીજો સુહાગી મ્હારો વીરજો– ખમ્મા વીરાને– ૨
રાજતો બીરાજે રાજમંદીરેરે લોલ,
પારણે બીરાજે મ્હારો વીરજો– ખમ્મા વીરાને– ૩
ગુલાબ ખીલે છે ફુલવાડીમાંરે લોલ,
કુળમાં ખીલે છે મ્હારો વીરજો– ખમ્મા વીરાને– ૪

આંગણે ઉજાસ મ્હારે સુર્યનોરે લોલ,
ઘરમાં ઉજાસ મ્હારો વીરજો- ખમ્મા વીરાને- ૫
એકનો આનંદ મ્હારા ઉરનોરે લોલ,
બીજો આનંદ મ્હારો વીરજો- ખમ્મા વીરાને- ૬
પુન્યે મળી છે મને માવડીરે લોલ
માડીએ દીધો છે મ્હારો વીરજો- ખમ્મા વીરાને- ૭

## કોરી કેલવણી—

( સારૂ સારૂરે સુરત શહેર મુંબઇ ) એ રાગ

શું કરશે સારૂં બ્હેન કોરી કેલવણી—
સદગુણની નહીં જો હોય, સાથે મેલવણી-
વાચન વિવિધ જાતનું શીખ્યાં, લખતાં શીખ્યાં બેશરે,
ઇતીહાસોમાં ચુક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ- કોરીકેલવણી
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભુગોળ ભણીયા ભાવેરે,
સારી વાક્યજોડણી કરતાં, ચુક ન એકે આવે- કોરી કેલવણી
પાંખા પટકુળ પ્હેરી અંગે, ઘણા ઘરેણાં ઘાલીરે,

દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી– કોરી કેલવણી
દેશ કાળને સમજી સઘળી, લાજ લગામ વીસારીરે,
શીખ્યાં કરવા સિધવાત પણ મન ગમતી તે સારી–કોરી કેલવણી
ભરી સભામાં સનમુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાંરે
તેવ તેવડાં સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતાં–કોરી કેલવણી
ખાટ પલંગ ખુરશીએ બેઠાં, મોજ મજા બહુ માણીરે
દીનજનોને દુ:ખીયા દેખી, દયા ન મનમાં આણી–કોરી કેલવણી
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સઉથી સારૂંરે
સજ્જનપણું જવાને જાણે, વાગે આજ નગારૂં.–કોરી કેલવણી
વિવેકીઓ ને વૃધજનોને, વિવેકીયા પણ માનેરે
તપાવવા તેને પણ શીખ્યાં, ઉધતાઇ અપમાને–કોરી કેલવણી
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કહે છે રે
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે–કોરી કેલવણી
ભણી ગણીને જે કરવાનું, તે તો રહે છે અળગુંરે
નહી શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગું–કોરી કેલવણી
કેલવણીનો અર્થ ન સમજે, આજ કાલના લોકોરે,
તેથી પાછળથી પસ્તાઈ, પછી મેલશે પોકો–કોરી કેલવણી
બાળ યુવા વૃદ્ધાવસ્થાને, સફળ કરજો બ્હેનોરે.
તો આ વિશ્વવિષે લીધેલો સફળ જન્મ છે તેનો–કોરી કેલવણી

સુખ થવા સર્વે સજનીને, વાક્ય વીચારી કહું છું રે,
સમજી લેજો સાર સર્વનો,આશીશ એવી દઉ છું-કોરી કેલવણી



## સાચો શણગાર—

( રાધા ને કહાન રમેરે ભુલભુલામણી ) એ રાગ.

સખી શણગાર સદાનો (૨) સજોને સ્નેહથી—
મુકો મદ મોહ મજાનો (૨) તરો ભવ તેહથી—
એ સત્ય વચનની સાડી સુંદર ઓઢીએરે
વિનય રંગનો સંગ કદી નહી છોડીએરે— સખી
( સાખી ) નથની નાસાએ ધરો, લજ્જાની ભલી બ્હેન
વિવેક લોલકીયું કાનમાં, રાખોને દીન રેન—
સખી સમતા આંજણ આંખમહીં નીત ધરીએરે
શુભ ભાવની ટીલડી બ્હેન લલાટે કરીએરે—
સખી પ્રભુ ગુણ ઉત્તમગાન પાન મુખ ભરીએરે
વ્રત નિયમની વીટી પ્હેરીએ આંગળીએરે—
( સાખી ) હાર દયાનો હેતથી હૈડે રાખો હમ્મેશ
દાન પુંન્ય કર કંકણો શોભે સર્વથી બેશ—

જશનાં ઝાંઝર પગ મહીં ધરી ચાલીએરે,
**"પ્રાણ"** ની એહ શીખામણ પ્રેમથી પામીએરે—

---

## ૬૯ શીયળ વ્રત—

(મન મંદીર આવોરે કહું એક) એ રાગ.

અમારૂં સ્વર્ગનું બારૂં પતિવ્રત પ્રાણથી પ્યારૂં—
અમોને મોક્ષ દેનારૂં—પતિવ્રત૦
સુબુધી સાથ વસનારૂં કુબુધી દુર કરનારૂં
પીયુનો પ્રેમ પાનારૂં—પતિવ્રત૦ ૧
ભલે ભુખે મરી જઇએ, કદી કંગાલ જો થઇએ
દુઃખો દેખી ન ડગનારૂં—પતિવ્રત૦ ૨
ભલે કોઇ ભય ઘણો આપે કદી તલવારથી કાપે
છતાં ના ટેક તજનારૂં—પતિવ્રત૦ ૩
સહુ દુઃખ સાસરે સહીશું, કદીના કોઇને કહીશું
અમારા શ્રેયને સારૂં—પતિવ્રત૦ ૪
અમારો દેવ છે સ્વામી અમારી ભક્તિ જ્યાં જામી
હૃદય ભરથાર રટનારૂં—પતિવ્રત. ૫

દ્રુપદ તનયા અને તારા, સતી સીતા ને સુકન્યા
પતિવ્રત તેહ સમ પાળું— પતિવ્રત. ૬

## પુર્ણીમાનો મહીમા—

સજની કેવી ખીલી રજની રમવા આવ આવ આવ–
કર ગૃહીને ગરબે ઘુંમવાનો લહીએ લ્હાવ લ્હાવ લ્હાવ—
અમ્રત રસ રેલંતી રાત્રી હૈયાં શીતળ કરતી,
અંતરમાં ઉજવળતા ભરતી બહીરંતર સંચરતી–રમવા આવ.
વીભાવરી આ વીભવ ભરી છે શાન્ત સુચેતન વાળી,
તેમાં પતિગુણ પ્રભુ ગુણ ગાવા, એ લલના રઢીયાળી–
રમવા આવ.
કુમુદીની સંગે રંગે રમતો પેલો જો ચાંદલીઓ,
રસિક હૃદયને રસબસ કરતો, તેમાં હર્ષથી અલીઓ–
રમવા આવ,

# શ્રાવીકા ધર્મ કર્મ—

( રઘુપતિરામ હૃદયમાં રહેજોરે )

સુઘડ સતી શ્રાવીકા ગુણવાળીરે
પહેરે સાડી શીયળની રૂપાળી—સુઘડ.
પહેરે લજ્જા કુસુંબલ ચોળી, ધર્મ શ્રદ્ધાના રંગે ઝબોળી,
દયા દરજીએ હોંશે શીવેલી- સુઘડ ૧
કરકંકણ કરૂણાનું ધારો, પરનિંદાને દુર નીવારો,
સુડે સમતાનો શોભે રૂપાળો—સુઘડ. ૨
વિશ્વબંધુતા વિંટી રૂપાળી, જડી શાન્તી શીરે રઢીયાળી,
સદભાવ સુંદરતા રસાળી— સુઘડ. ૩
ઉપયોગનું અંજન આંખે વ્રતનિયમ ડાબલીએ રાખે
સમતાથી જગત માર સાંખે—સુઘડ. ૪
પ્રભુ ભક્તિથી અંગ પખાળી, વિશ્વ પ્રેમના આરસે ભાળી
રાચે વદનની કાન્તી નીહાળી—સુઘડ. ૫
ધ્યાન સ્વામીતણું મન ધરવું, ચરણે નુપુર સયંમ કેરૂં ધરવું
કાર્ય પર ઉપકારનું કરવું—સુઘડ. ૬
સતશીલ રૂમાલ રૂપાળો, વૈરાગ્ય કીનારીવાળો,
હેત આણીને હાથમાં ઝાલો–સુઘડ- ૭

કર્ણ ફુલ કનકનું ધરવું, અંતરાત્મ પ્રદેશે વીચરવું,
ધ્યાન હેયજ્ઞાદીનું ધરવું-સુઘડ. ૮
ગુરૂસેવા કટાસણું રાખો, રૂડો વિનય વડીલનો દાખો,
સત્ય પથ્યવચન શુભ ભાખો--સુઘડ. ૯
નવતત્વનો ચવળો ન ચુકો, શક દ્રવ્યદોરી બાંધી મુકો,
પ્રતિક્રમણ ઝોલે નિત મુકો-સુઘડ. ૧૦
જેવું બોલો તેવું તમે ચાલો, રાગ દ્વેષના મેલ પખાળો
શુદ્ધ શ્રાવીકાઓ બની મ્હાલો- સુઘડ ૧૧

## લગ્નની તૈયારી—

( માલણ ગુંથી લાવ ગુણીયલ ) એ રાગ

દીવસ દીસે આજ મંગળકારી
કરો લગ્નની સખી તૈયારી—દીવસ૦
રચો રમણી કુસુમની માળા,
લાવો અર્ધ્યને દહી ઘી બાળા,
ગાઓ મંગળ ધવળ રસાળાં—દીવસ૦ ૧
કરો સિધ સુંગધીક પીઠી, કાઢો રંગોળી નજરે દીઠી,

આપો માન વાંણી વદી મીઠી—દીવસ— ૨
ધરો ચાકને ચંદ્રમા માથે, પહેરો કંકણ રત્નનાં હાથે,
નવાં અંબર અંગમાં સાથે—દીવસ દીસે૦ ૩
માતૃભવન ભલું શણગારો, રાખી ચિત્ત વિવેકજ સારો
પુર્ણ પાત્ર ભરો દિવ્ય નારો—દીવસ દીસે૦ ૪
દીવ્ય કળશ શોભાવોને કમળે,
વર માંચી ઉચીત ધારો વિમળે,
વધુવર પાદુકા મુકો ચરણે—દીવસ દીસે૦ ૫
લીંપો ગોમયે વેદીકા વ્હેલી, સહુ વાતો પડતી મેલી,
ગોથાં ખાઓ બની નવ ઘેલી—દીવસ દીસે૦ ૬
આવ્યો લગ્ન સમય બહુ પાસે, નિજકાર્ય કરોને ઉલ્લાસે
જેથી મનડું પ્રફુલીત થાશે—દીવસ દીસે૦ ૭



## તોરણનું ગીત—

( કન્યા કમળા ગોરી ) એ રાગ

વેવાણ સાચું બોલો, અસુરાં કેમ આવીયાંરે,
સ્યાંણા અંતર ખોલો, સાચી કહોને વાત

મારે અમુલખ અવસર આવીયોરે—

તમને દઇશું કહોતો મોંઘા મુલની સાડીઓરે,
ગુણીયલ કહોતો દેશું સાલ દુશાલા જોડ–મારે અમુલખ.
વેવાણ તોરણ દેશું માન અમુલાં આપનેરે,
વહેંચ્યાં અંતર આજે પુરો ધરીને પ્યાર–મારે અમુલખ
કહો તો સાજન માટે ગાલીચા બીછાવીએરે,
આજે પગલાં કરશો પુન્ય પનોતા આપ—મારે અમુલખ
વેવાણ આવો આવો ભલે તમે પધારીયાંરે,
કીધા અમને આજે ખરેખરાં રળીયાત—મારે અમુલખ



## પોખણાનું ગીત—

( ગાંધીજી ક્યારે પધારશોરે ) એ રાગ

સરસ્વતી સ્વામીને વિનવુંરે
જીનવર લાગું પાયરે સાહેલી, રાયવર તોરણ આવીયારે
છાંટાને તંબોળ ભાવનારે, પુંખવાને ગોરી કોણ જાયરે
સાહેલી–રાયવર.

નાકે વાળી હીરા હેમનીરે, માથે મોતી મોડ સાથરે

સાહેલી–રાયવર.

નવલખ ચુંદડી શોભતીરે, ગળે હીરાના હારરે

સાહેલી–રાયવર.

પુંખણું સોવન થાળમાંરે, રત્ન કંકાવટી હાથરે

સાહેલી–રાયવર.

અક્ષત શ્વેત અખંડ રૂડા, પુંખણુના લઇ સાજરે

સાહેલી–રાયવર.

ધુસળ મુસળ રવૈયા થકીરે, ત્રાક તીરે પુંખો રાયરે

સાહેલી–રાયવર.

ઇડા પીડા ઉતારીએરે, નાંખી દીશાએ ચારરે

સાહેલી રાયવર.

કુંકુંમ તીલક ચોખા ચોઢીયારે, વધાવીઆ વરરાયરે

સાહેલી–રાયવર.



## ચોરીનું ગીત—

( રામ લક્ષ્મણ વનમાં સીધાવતા ) એ રાગ

ચોરી રચના કરી રૂડી ચોકમાં, બેઠાં દંપતી સુર્ય સન્મુખ
મલકાતાં મુખ, મંડળ ફેરા ફેરવે—
વામ ભાગે **"પ્રભાવતી"** બેસીયાં,
**"ચંદ્રસિંહ"** જમણી બાજુ થાય સાસુ હરખાય—
મંગળ ફેરા ફેરવે૦

વરકન્યા પરપસ્પર પ્રેમથી, જોઈ એક બીજાને હરખાય
અભેદ થવાય—મંગળ ફેરા ફેરવે૦
બાંધી ચોરી ચણીછે વેદીકા, અગ્ની પ્રકટાવે કુળતણાગોર
ઘૃતનું કરી જોર—મંગળ ફેરા ફેરવે૦
નવગ્રહનું પુજન હવે આદરે, થાય મંગળ ગીત ઉચ્ચાર
થજો સુખકાર—મંગળ ફેરવે૦
ધાન્ય સુપડામાંથી વીર આપતો, વરકન્યાના કરમાં ચોવાર,
શાસ્ત્રે અધીકાર—મંગળ ફેરા ફેરવે૦
ચાર વાર વધાવતા હોંસથી, જૈન લગ્નવિધીના ઉચ્ચાર,
એ છે કુળાચાર—મંગળ ફેરા ફેરવે૦
માત તાત સ્વજન કેરી સાક્ષીએ, થયું પાણીગ્રહણ સુખકાર,
વર્ત્યો જયજયકાર—મંગળ ફેરા ફેરવે૦

ચિત્ત ચોખે ચોથું મંગળ વરતીયું, થયાં આજથી એકાહાર,
રાખી પુરો પ્યાર—મંગળ ફેરા ફેરવે૦
જોઈ "**ચંદ્રપ્રભા**"ની જોડલી, આપે આશીશ સર્વ અપાર,
મળી નરનાર—મંગળ ફેરા ફેરવે૦

---

## હસ્તમેળાપનું ગીત.

(મારે સોના સમોરે સુરજ) એ રાગ

સજની, રામ સીતાની જોને બેડલી,
થાએ વરકન્યા હસ્ત મેલાપરે રંગીલી સજની
"**ચંદ્રપ્રભા**" ની શોભે જોડલી—
સજની, હાથમાં હાથ ધરી દીએ
વર કન્યાને અંતર પ્રેમરે ગુણવંતી ગોરી— ચંદ્રપ્રભા.
સજની, જન્મ જન્મના બેલાં બાંધીયા
સાંધ્યા અંતરથી અંતરના બંધરે રસ ઘેલી સજની— ચંદ્રપ્રભા.
સજની ભેદ ન લવલેશ આજથી
ધર્યાં અભેદ ભાવ કેરા વ્રતરે, ગુણવતી બ્હેની— ચંદ્રપ્રભા.
સજની જૈન ધરમના ધોરી પંથમાં,

જોડી જીવન રથ નિરદોષરે, ગુણવંતી બ્હેની- ચંદ્રપ્રભા.
સજની, સંસારનાવ ચલાવશે,
પામી સૌભાગ્યના શણગારરે, રસ ઘેલી સજની- ચંદ્રપ્રભા.
એમ હસ્તમેળાપ થયો રંગથી,
દેખી આનંદ અંતર અપારરે, રસ ઘેલી સજની- ચંદ્રપ્રભા.

## ફેરાનું ગીત

(મેઘાડંબર ગાજે) એ રાગ

પહેલો ફેરો ફરે દંપત્તી અગની દેવની શાખે—
ભાવે તત્વની ભાવના, જીવ સદ્બોધ રાખે—
જીવને જગત અનાદી છે, કર્મ યોગ અનાદી,
સંયોગના તે હેતુ છે, નહી રહેવું પ્રમાદી—
દ્રવ્યને ભાવ વિશેષથી સહુ સબંધ થાય,
વર કન્યાના ભાવનો, યોગ તેથી સંધાય—
સિધ ને કેવળજ્ઞાનીની ચાર દેવની શાખે,
અગ્ની અને નર નારની ભુગ ગોરની શાખે—
સ્વજન અને માતતાતથી, બંધુવર્ગની સાથે
સાક્ષી કરી આ સ્નેહથી, થયો સંબંધ હાથે—

સ્નેહ સબંધે દંપત્તી, એક અંગતી થાઓ,
આનંદથી અરીહંતના, ગુણ પ્રેમે ગાઓ—

# પતિવૃત શીક્ષા.

( રામ લક્ષ્મણ વનમાં ) એ રાગ.

પાણીગ્રહણ થયા પછી પ્રેમદા,
પરહરતાં પીયર સહવાસ ન થાય ઉદાસ,
પ્રતિવ્રત એજ છે-

ભાવ રાખી ભજે ભથારને,
મન વચન કરી દઇ એક વિશેષ વિવેક-
પતિવ્રત એજ છે-

સુખ દુઃખમાં સહનપણું ધરી,
નહી કષ્ટવડે કચવાય, સમય સચવાય-
પતિવ્રત એજ છે-

જીવ જેવું સદા શીળ સાચવે,
મન ઇદ્રીય પણ વશ હોય, કપટ નહીં કોય-
પતિવ્રત એજ છે-

દાન પુન્ય અને દક્ષીણ્યતા,
થઇ નાથને નિત્ય સહાય, પ્રેમ પથરાય–
પતિવ્રત એજ છે–

નિત્ય આનંદ આપે નાથને
વશ વિદ્યા કળાથી વિશેષ, લજાય ન લેશ
પતિવ્રત એજ છે–

મન વચન ક્રીયાથી કામીની,
થઇ છત્રની છાયા સમાન, તજે અભીમાન–
પતિવ્રત એજ છે–

સદાચાર વિષે ચુકે નહી,
હૈયે હોય છે નાથનું નામ, કરે ઘરકામ–
પતિવ્રત એજ છે–

નીત્ય આનંદ અંતરમાં રહે,
આત્મભાવે રદય ભરપુર, સંયમપર સુર–
પતિવ્રત એજ છે–

વાંછે કુશળ સદા નીજ કંથનું,
ધારે ધીરજ ને નીજ ધર્મ, કરે શુભ કર્મ–
પતિવ્રત એજ છે–

કહે " **કેશવ** " માનવ જન્મમાં,

શુભ સાધન સર્વ સધાય, સફળ સહુ થાય–

પતિવ્રત એજ છે–

---

## પતિવૃત––(સદ્પુત્રી ઉદગાર )

( સુંદર શ્યામળીઆ )

હે પતિદેવ સદા પ્રણમું પાય તમારાં,
શાસનદેવ સદા સહાયક થાઓ અમારા– હે પતિ.
ધર્મ અર્થ કામાદીક ચારે, સાધનમાં સાથીની જ્યારે,
જરૂર પડી કીધા મ્હેં ત્યારે, તમને સહચર મ્હારા– હે પતિ.
હવે થયા છો મુજ સહચારી, પુર્ણ પરસ્પર પ્રેમ વધારી
કીર્તી ઉભયકુળની વિસ્તારી, કરશું સફળ અવતારા– હે પતિ.
થઇ અરધાંગના આજ તમારી, પતિ આજ્ઞા અંતર ધરનારી,
પુજ્ય ગણી પુજન કરનારી, સહુ સુખના આધારા– હે પતિ
દશરથનંદન સમ તમ નીરખી, અંતરમાં આનંદે હરખી,
સત્ય સુલક્ષણો સર્વે પરખી, આરોપી વરમાળા– હે પતિ
સુગુંણ સુગંધ ગુલાબસમા છો, જાણીતા સ્નેહીજનમાંછો

માનીતા મ્હારા તનમાંછો, જીવન જીવ આધારા– હે પતિ
માત પીતાએ પ્રેમથી પાળી, વિદ્યા ધન દઇ દીનતા ટાળી,
જ્ઞાન સરોવરમાં અજવાળી, સોંપી ચરણ તમારાં–હે પતિ
સ્નેહ સાંકળે મુજને જોડી દેશોનહી કદીએ તરછોડી
કોડી પુન્યથી મળી તમ જોડી "**પ્રાણ**"થકી અતી પ્યારા– હે પતિ

---

## બ્હેન પ્રભાવતીને સાસરે જતાં.

( માતા ત્રીસલા ઝુલાવે પુત્ર ) એ રાહ

મ્હારી ગુણીયલ ગોરી સાસરીએ સીધાવતાં—
મારા હૈડામાંહી આજે હરખ ન માય,
કન્યા કંકુ પગલાંવાળી સરવે ચાહતાં
મ્હારી "**પ્રભાવતી**" એ **પ્રભાવવંતી** થાય– મારી ગુણી. ૧
બ્હેની પ્રેમ ધરીને પતિની આજ્ઞા પાળજે,
સુખમાં દુઃખમાં સમજી આજથી ભાગીદાર,
સંપ વધારી સઉની સાથે સ્નેહ નીભાવજે,
જેથી સુખમય લાગે સૌ વાતે સંસાર– મારી ગુણી. ૨
બેની, ગૃહ વહીવટની સર્વ રીતી જાણજે,
રાજા મંત્રીસમ પતિ પત્નિનો આચાર

મોટું મન રાખીને વિવેકથી સુખ માણજો,
જેથી ખોટ ખજાને આવે નહી તલભાર- મારી ગુણી ૩
બ્હેની, કોરી કેલવણીથી પ્રેમ ન રાખશો
કરજો કુળ મરજાદ કેલવણીનું બહુ માન
ગૃહીણી ધર્મ કર્મ સંભાળી સર્વ સાધશો.
જેથી સન્નારીઓ ગાએ તમારૂં ગાન- મારી ગુણી ૪
બ્હેની, વડીલોને તીરથસમ માની ચાલજો,
માતા તુલ્ય ગણી સાસુના પડજો પાય
સરવે સદ્‌ગુણના શણગારો સજીને મ્હાલજો,
જેથી કુળવંતી પુત્રીનું કુળ ઓળખાય- મારી ગુણી ૫
બ્હેની આ સર્વે શીખામણ ગોખી રાખજો,
કરજો ઉત્તમ ઉત્તમ પરમારથના કામ
સાચવી સદાચરણને સત્ય વચન મુખ ભાખજો,
જેથી જગમાં થાએ અમર તમારૂં નામ- મારી ગુણી. ૬
બ્હેની વ્યવહારીક સાથે નિશ્ચય પણ ધારજો,
ધર્મ ધ્યાનને પરમારથમાં ખરચી દામ
"**પ્રાણ**" પવિત્ર બનાવા અંતર નીરમળ રાખજો,
જેથી પરલોકે પણ પામો સુખનું ધામ- મારી ગુણી. ૭

—તથાસ્તુ—

